ગાંડીવ પત્રિકામાળા    મણકો ૪ થો

# ભારત-ભક્તિ.

## માતૃભૂમિ તરફ ભક્તિભાવ જાગ્રત કરનાર
## કાવ્યોનો પુષ્પહાર.

---

### ભારત પૂજા.

( ગિરધારીરે, વાત કહું તે વિચ.રો )

ભારત મારે !—
પ્રેમે પૂજન તુજ કરિયે
વળી સેવા તુજ આદરિયે—ભારત મા.
સેવા તુજ પાવનકારીરે સહુ સંકટને હરનારીરે
ભક્તિ હૃદય ભરનારી રે—વ્હાલી ભારત મા.
સેવાનાં રૂપ ન્યારાં રે, સ્વદેશીમાં ને રેંટિયે સમાયાંરે
દેશપ્રીતિમાં મનાયાં રે—ભારત મારે.
આજ પ્રતિજ્ઞા કરીશું રે બસ વસ્તુ સ્વદેશી વાપરીશું રે
રીતે સેવા આદરીશું રે—પ્યારી ભારત મા.

---

પ્રગટકર્તા.


ગાંડીવ સાહિત્ય મંદિર.

વિદ્યાપીઠ—સુરત.

# ભારતપુત્રોને શિખામણ.

ભૂમિ ભારતતણા પુત્રો તમે સૌ રેંટીયા કાંતો,
ઉરે ઉત્સાહ ધારીને, તજી દો અન્ય સૌ વાતો.
પહેરી અંબરો આછા, તમોએ દાટ વાળ્યો છે,
અન્યા બેહાલ બંધુઓ કહિને ઘેર પાળ્યો છે.
ઉઘાડી આંખ ઉંઘો ના, હવે તો બહુ થઈ વીરા,
ગયું વેર ઓસરી રહી છે લુંટાઇ ગઇ બધી ગીરા.
તમારી સર્વ પૂંજી તે, વિદેશી લઇ ગયા તાણી,
નમાલા નિપજ્યા સઘળા, રહ્યું ના કોઇનું પાણી.
તમારા પૂર્વજો સઘળા, સ્વદેશી વસ્ત્રો વાપરતા,
સ્વદેશીથી રહી રાજી, સદા શુભ હિંદનું કરતા.
તમે પરના બની ખાંતે, ભલું પરનું થયા કરતા,
પુરાણી વાત વિસરી ગ્યા, કદી તેને નથી સ્મરતા.
વતની આ દેશના થઇને તજો છો વેશ પોતાનો,
કુબુદ્ધિ અંતરે વ્યાપી, રહ્યો ના રંગ એ છાનો.
હજુ ચેતો અરે શાણા જતું નાણું બચાવોને,
ખરા ઉત્સાહ ધારીને; સૂતર હાથેથી કાંતોને.

---

# ભારત સંતાનોનું દેશગીત.

અમે હિન્દુ મુસલમાનો ઇસાઇ પારસી જૈનો
અમારી હિન્દ મૈયાને અમે છેયે બિરાદર સૌ
જણાતાં સ્થૂળથી જુદા છતાં સંતાન ભારતનાં
રમ્યાં ઝુલ્યાં સદા ખોળે દીપવશું દૂધ માડીનાં
તજીશું ભેદ ને ભૂલશું, હવે ઘરમેળના ઝઘડા
અડાડીશું ખભા સાથે ખભો અમ દેશહિત કરવા
લડયા બાઝયા હશું પૂર્વે, પિયાલી ખૂનના છોને
હવે તે યાદ લાવેથી ભલું શું દેશનું હોયે?
અમારાં વેદને કુરાન અવસ્તા ને વળી ઇંજીલ
પુરાણો વંદ્ય છે અમને, હવે ના દ્વેષ કો કરીએ
અમારા દેહની માટી, અહો આ હિન્દ મૈયાથી
બની અંતે ભળે તેમાં પછી જુદાઇ છે શાની
હતા આદિ અને અંતે થશું સૌ એક રૂપે હા!
ન જ્યાં જુદાઇનું મૂળે કહો કયાંથી તહિં શાખા?
કરીશું પાપની તોબા, વહાવી ઉષ્ણુ આંસૂડાં
હૃદય ચોકખા મહિં પ્રતિબિંબ ઝીલશું દેશભક્તિનાં

---

(૫) શિવદયાળની શોધ—ગાંધી ગ્રંથમાળા મણકો બીજો. રસિલી વાર્તા બે આનાની-ટિકિટ બીડવી. ગાંડીવ સાહિત્ય મંદિર—સુરત.

# ભારત સંતાનોનું રણગીત

અમે તો ભારતનાં સંતાન
અમારો દેશ અમારો પ્રાણઃ—અમે
અમારો ધર્મ અમારો પ્રાણઃ—અમે
સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા
ભગવો ભેખ ધરીશું
સ્વાર્થ અને તન મન ધન ભોગે
સેવા શુભ કરીશું
ગજવશું હિન્દ તણાં જયગાન—અમે
ભારતમાં અમ આત્મયજ્ઞની
ઝળહળ જ્યોત ઝળકશે
આખીયે આલમનાં પાપો
નષ્ટજ થાશે બળશે
ફરકશે હિંદ તણાં નિશાન
અમે તો ભારતનાં સંતાન
અમારો દેશ અમારો પ્રાણ—અમે
અમારો ધર્મ અમારો પ્રાણ—અમે •

# ભારત ભક્તોને આવાહન

અહો ભારત તણા ભક્તો તમારૂં શ્રેય જો ચાહો,
બધી ખટપટ ત્યજી બીજી હવે તો રેંટીઓ ઝાલો.
તમારાં વસ્ત્ર પરદેશી
ત્યજો વેચો કિંવા બાળો,
તમારા દેશને ખાતર હવે તો૦
વિદેશી વસ્ત્રને વાગા થકી
તમ દેહ લાજે છે.
ખરા હિંદી થવા ખાતર હવે તો૦
નિમક જે માતનું ખાઓ
હલાલી તે થવા ચાહો.
તિલક મહારાજ માનો તો હવે તો૦
પ્રતિજ્ઞાની અવધ આવી
હજુ શું મ્હોં વકાસો છો ?
તમારા માન ખાતર તો હવે તો૦

---

# અમે હિન્દી હિન્દી હિન્દી

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણ પવિત્ર
રે જેનાં સુંદર સૂત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર
આમ અંતરને ઉદ્દેશી કરશું હોકાર હમ્મેશ
અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ
પગપળ અમ ઉર નિધિઓ શી હા ઉછળે ઊર્મિ અશેષ
અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ
ક્યાં હશે હિમાલય જેવો ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણાં બહુ રંગ
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી કરતાં પ્રભુપંથ ઉજેશ
અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ
ધમ ધમ ધરણી ધ્રૂજવિશું અમ દેશ તણું કરી ગાન
જય જય જય નાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ
એ ભક્તિ વશી ઉર તે શી દેજો શક્તિ પરમેશ
અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ

---

# ઉંદર મામાની આરતિ.

ખણીને ખોતરી ખાધું કર્યું આ ઘર બધું પોલું
હવે કંઈ રહેમ લાવીને સિધાવો તો ઘણું સારૂં
ન દીધાં'તાં નિમંત્રણ કંઈ વગર તેડયા ધસી આવ્યા
હવે સિધાવવા વિનતિ સિધાવી જાવ ઓ મામા
કરો બસ માફ હાવે તો ઘણું વેઠયું અમે હદથી
વધુ ના તાર ખેંચાશે નહિ તો છેક તુટી જાશે
ન ઘરનો એક ખુણોયે તમે રાખ્યો અમો સાજો
હતા કોઠારને ઢગ ધાન્ય તે ચોકામાં કર્યાં સર્વે
ન મૂકયાં અંગ વસ્ત્રોયે કરડવા તીવ્રદંતીજી !
છતાં જાણે પડયું ઓછું ફુંકીને દેહ પણ કરડી
અરે ભૂંડા જરાયે તો હૃદય કે ન્યાયને ધારો;
ન ખોદો ખાવ તેનું તે પ્રભુની બીક કૈં રાખો,
તમારા ત્રાસથી થાકી હવે તોબાહ કરૂં બાપુ
ઉરે થાયે કંઈ કંઈકે હવે કોને જઈ યાચું
પરંતુ આત્મબળ માંહિ મને શ્રદ્ધા કરી બેઠી
હવે જાશો તમે મારા તપોબળથી ખરે નકકી.

- - - - -

આવીજ સુન્દર ગઝલો, દેશભકિતના ભરેલાં કાવ્યોથી ભરપૂર હૃદયમંથન માટે સાત આનાની ટિકીટ બીડશોજી ( પાકું પૂઠું નવ આના ) ગાંડીવ સાહિત્ય—સુરત.

# ગુણવંતો ગાંધીનો રેંટીઓ.

( વૈદરભી વનમાં વલવલે, એ રાહ. )

ગુણવંતો ગાંધીનો રેંટીઓ ! કંઈક વરસે મનાયો,
જેને જગત ભૂલી ગયું તે તો પાછો આણાયો. ગુણવંતો૦

સુંદર દીસે તું તો રેંટીઆ ! તારી સુંદર છે ત્રાક,
તારા વડે સહુ ઢાંકતા પોતે પોતાની લાજ. ગુણવંતો૦

અરહત તારી અખંડ છે તારૂં લક્ષણવંતુ નામ,
લાજ તુંથી રહે રંકની તારૂં ઉજ્વલ છે કામ,
ગુણવંતો ગાંધીનો રેંટીઓ.

---

ધીરા ધીરા ચાલેરે ! મીઠા મીઠા ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરા૦

એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર રે ! ધીરા૦

(સાખી) ત્રાક રૂડી પાંખા રૂડા, ઉજ્વલ તેમાં નાથ.
ઉજ્વલ પૂણી આપતી ઉજ્વલ મારા હાથ.

દુઃખો સહુ હરતોરે ! અભયપણું કરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરા૦

---

# ભારતને ચરણે.

ભૂમંડળમાં શ્રેષ્ઠ મનાતી ઉત્તમ ભૂમિ હિન્દુસ્તાન
ઋદ્ધિ સિદ્ધિને વિદ્યા વૃદ્ધિ માટે મળિયું જેને માન
પતિત પાવની દીન ઉદ્ધારિણી ગૌરવવાળી ને ગુણવાન
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે તારાં સંતાન
જેહ ભૂમિમાં જન્મ થયો છે રામકૃષ્ણ આદિ ભગવાન
સીતા તારા દ્રૌપદી કેરાં સુવર્ણ અક્ષરથી છે નામ
ઋષિમુનિની ચરણરજ થકી પુનિત બન્યાં છે જેનાં ધામ
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે તારાં સંતાન
દેશભક્ત દાદાભાઈ તિલક રાનાડે આદિ ભડવીર
સત્ય પતાકા કરમાં સાહી ગાંધી ઉભા ગુણગંભીર
માલવિયાજી મહીતળ માંહી વધારતાં મા તારૂં નામ
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે તારાં સંતાન
ગુણ અગણિત જનની તુજ ગાતાં પામે નહિ કો કવિયે પાર
દશે દિશા ખ્યાતિ પ્રસરેલી ગાઇ શકે કયમ તારાં બાળ
ચરણ વંદીને શરણ લોટતાં ધરીએ નિત્યે તારૂં ધ્યાન
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે તારાં સંતાન

---

# ભારતી માટે—

અમે લીધી ફકીરી આ, અમારી ભારતી કાજે
જગાવી પ્રેમની ધુણી, અમારી ભારતી કાજે
બુતો પૂજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી
અમે સૌ ભારતી માટે, લીધી વરવી હવે ઝોળી
ફિરિશ્તા મુર્શિદોના સૌ, વચનને દૂર તો કીધાં
સ્વરગ સમ સુખ ત્યાગીને, કટુ કંઇ ઝેરને પીધાં
કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહિં સરવા
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિન્દની પરવા
અમોને સૌ નસેનસમાં, નિશો ભૂરો બધે વ્યાપ્યો
તમે તેને દફા કરવા, હકીમો શીદને આવો
તમોને છે પડી ટેવો મજાદારી ઉઠાવાની
અમારી એ બૂરી આદત સ્વદેશે મસ્ત બનવાની
અમો મસ્તાનના મસ્તાનની એ ઓર મસ્તી છે
અમારી આ અમારી ભારતી માટેજ હસ્તી છે,

---

# ભારતી સ્તવન.

( રાગ ભૈરવી )

જનનિ જગદિશ્વરી;

મા ભવ્ય ઝલક ભરી મા દિવ્ય હલકભરી. જનનિ.

મા તુજ જય જય નાદ ઘોષ જો, દિગંત ગર્જે છે;

પડે ગગન મંડળ પડછંદા, ધરણી ધ્રૂજે છે. જનનિ.

અંતરિક્ષ સહુ દેવો આવ્યા, ચઢી વિમાન પરે;

પુષ્પ વૃષ્ટિ વરસાવે તુજ પર, જય જય જય ઉચરે. જનનિ.

ગાંધર્વો ગુણગાન કરે મા, દિવ્ય વાદ્ય વાગે;

અમર અંગના કુસુમ માલ લઈ ઉભી અનુરાગે. જનનિ.

ઇંદ્ર ઉભો ઉતારે આરતિ, નારદ નૃત્ય કરે;

વિણા વગાડે સરસ્વતી મા, અનહદ સુર ભરે. જનનિ.

બ્રહ્મા વેદની ધુન મચાવે, પ્રેમ શૌર્ય પ્રિછવે,

હરિહર મંગળ આશિષ દે મા, સંપ નીતિ શિખવે. જનનિ.

તુજને રસવતી ફુલવતી કરવા, સ્મિત હાસ્યે ભરવા;

દુઃખ હરવા સુખ કરવા દેવો, લાગ્યા અવતરવા. જનનિ.

હવે તવ હૃદયે હર્ષ છલોછલ, અતિશય ઉભરાશે;

અનનુભૂત ઉર શાંતિ ઉપજશે, વાદળ વેરાશે. જનનિ.

હિંદુ મુસલમાં ખ્રિસ્તી પારસી, ઐક્ય ગ્રથી ગૂંથશે;

વિશ્વ પ્રેમીઓ ઘર ઘર વિચરે, રવિસમ ઝળહળશે. જનનિ.

---

# ભારત વર્ષ.

અમારો છે એ ભારત વર્ષ!
ફેલાવી નિજ બાહુ હિમાલય
ઉભો અનાદિ કાલથી નિર્ભય,
કરે છે ઘોષિત એનો જય.
દ્વાર રક્ષક ઉભો દુર્ધર્ષ—અમારો
પદતલ પર વિસ્તૃત છે સાગર,
પ્રતિક્ષણ એ કરતો ભિષણ સ્વર
ફેલાવે આતંક જગત પર,
કોઇની સાથ નહિ આમર્ષ—અમારો
નવ ફૂલ–પુષ્પોથી છે સજ્જિત,
દિવ્ય પ્રભાથી છે અતિ રંજિત,
નન્દન–કાનનને કરી લજ્જિત,
વધારે છે સૌના એ હર્ષ,
કરે અનંત વૈભવનો સંચય,
જ્ઞાનાગાર એનો છે અક્ષય,
આત્મવિજયથી એ મહિમામય.
જગતનો એક માત્ર આદર્શ—અમારો

---

# એ ધન્ય ભાગ્ય ક્યાંથી ?

જે સત્યથી પૃથિવી નભ મંડળો ફરે છે,
જે સત્યનેજ દેવો, આધીન થઇ રહે છે,
જે સત્યનાજ જોસે, ઝૂઝી ગયા શહીદો,
જે સત્યની પ્રતિમા સીતા સમી સતીઓ.
છે યુદ્ધ આદરેલું તે સત્યને સહાયે,
તે સત્ય તુંબી પાત્રે તરવો સમુદ્ર ભારે
છે દિવ્ય મંત્ર સમતા ને પ્રેમને અહિંસા,
જો આચર્યા જીવનમાં તો છે વિજય સવરમાં
છે મારનાર લાખો, મરનાર કોઇ વીરલા,
જે સામી છાતી રાખી ક્ષત્રિય ઘાવ ઝીલતા.
હણનાર લાખ થાશે, જીવાડનાર કોઈ,
જીવાડનારની છે, દુનિયા મહી દુહાઈ.
છાઇ મલિનતાની, જો દૃષ્ટિથી કપાઇ
દિલમાં પવિત્રતાની તાસીર જો છવાઇ
જો અંતરે પ્રભુના સામર્થ્ય માંહી શ્રદ્ધા,
છે એજ એક કર્તા, નિમિત્ત માત્ર બીજા
તો તોય બંદૂકોને બારૂદ તીર ભાલા,
તલવાર પાણી કાલાં આયુધ સર્વ ઢાલા
આ ખાલસાં મૂકાતાં, વ્હાલાં વતન અમારા,
આ આવતાંજ તેડાં અંધારી ઓરડીનાં.

અમ બેડી બંધનોથી, અમ માત બંધ તૂટશે.
કુરબાની આપણીથી, ઝરણું અમી વહેશે.
અંધાર વાસમાંથી સ્વાતંત્ર્ય રશ્મિ ફુટશે,
ને ધર્મચક્ર ફરતાં જગદેહ શુદ્ધ થાશે.
રૂધિર નિજ રેડી બલિદાન શુદ્ધ દઇશું.
ત્યારેજ બુદ્ધ થઈશું. ત્યારેજ મુક્ત થઈશું.
ગંગા પુનિત ઉતરી, ચૈતન્ય ધાર રેલી
એ ધન્ય ભાગ્ય ક્યાંથી લ્યો મુક્તિની પ્રસાદી.

શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઇ મ્હેતા.



આબાલવૃદ્ધ દરેકને એક સરખું વાંચવા લાયક ઘણુંજ બોધક રસીલું પુસ્તક.

# ઇજીપ્તનો ઉદ્ધારક.

તથા

## બીજા લેખો.

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ લખેલું ઇજીપ્તના મહાન દેશભકત મુસ્તફા કામિલપાશાનું જીવનચરિત્ર આપ્યું છે. તેમજ મહાત્મા ગાંધીજીના પરમપ્રિય લેખક મહાત્મા ટોલ્સ્ટોયની બે રસિલી વાર્તાઓ અને આફ્રિકાના સત્યાગ્રહનો સવિસ્તર ઇતિહાસ આપ્યો છે. પાકું પુંઠું ૧૦૮ પૃષ્ઠ છતાં કિમ્મત છ આના રાખવામાં આવી છે. બહારગામથી મંગાવનારે સાડા સાત આનાની ટિકીટ બીડવી,

મહાત્મા ગાંધીજીનો સત્યાગ્રહ સૈનિક તરીકેનો ઘણોજ જોવા લાયક તથા સંઘરી રાખવા લાયક ફોટો પૂંઠાં પર છાપવામાં આવ્યો છે.

મજબૂત સુંદર બાઇંડીંગવાળું આ પુસ્તક દરેક લાયબ્રેરીમાં હોવુંજ જોઇએ. શું તમે આ પુસ્તક વાંચ્યા વિના રહેશો ?

તુરતજ લખોઃ--વ્યવસ્થાપક,

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# ગાંડીવ પત્રિકા માળા.

મણકો પ્હેલો.

## — રેંટિયા પુરાણ —

દોઢ આનાની ટિકીટ બીડવી.

મણકો બીજો.

## — ગાંડીવ ગીતા —

હવે સિલકે નથી. માટે વરદી ન આપવી.

મણકો ત્રીજો.

## — ભારત-કીર્તન —

હવે સિલકે નથી. માટે વરદી ન આપવી.

મણકો ચોથો.

## — ભારત-ભક્તિ —

તમારા હાથમાંજ છે માટે વાંચી કલ્લોલ કરો.

મણકો પાંચમો.

## — સ્વરાજ-ટંકાર —

ટુંક વખતમાં તૈયાર થઇ બહાર પડશે.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર—[illegible] મૂળચંદ [illegible],
'ગાંડીવ' સાહિત્ય મંદિર કેળાપીઠ, સુરત.
સુરત [illegible] આવેલા શ્રી 'ગાંડીવ' પ્રિન્ટીંગ પ્રેસમાં
[illegible] છાપ્યું